ૐ નમઃ ચંડિકાયૈ

# સૃષ્ટિ ઉત્પત્તિ વર્ણન.

# ગરબો.


રચનાર,

દવે મણિશંકર બાપુશંકર.

ગામ વરમોર, પોષ્ટ મોડાસા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરભાઈ ઊમેદભાઈ પટેલ.

બુકસેલર, રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૮. પ્રત ૫૦૦.

અમદાવાદ—પીરમશાહ રોડ ઉપર ધી નિમંગ પ્રિન્ટીંગ પ્રેસમાં, બલ્લુભાઈ પુષ્કરભાઈ ત્રિવેદીએ છાપ્યો.

કીંમત બે આના.

॥ ॐ नमः चंडिकायै ॥

# અથ. શ્રી સૃષ્ટિ ઉત્પત્તિ વર્ણન.

## ગરબો સ્તુતિ. રાગ દોહરો.

જય જય જય જગદંબિકા, જય ભવાની માત;
કરૂણા કરો છો માવડી, સેવક પર ભલી ભાત. ૧
વિપ્ર વહાલા તુજને, બહુ કર્યું રક્ષાનું કામ;
અસુર ઘણા આપે હણ્યા, ધરાવ્યું બહુચર નામ. ૨
કોઇ જન કહાવે અંબીકા, કોઇ કાળી ભવાની માત;
અનેક રૂપ આપે થયાં, જંગત મહિ પ્રખ્યાત. ૩
જે જે જન જેને ભજે, તે રૂપે તે થાય;
સર્વે પુરે મન કામના, જે મનમાં જે ચહાય. ૪
આદ્ય શક્તિ અન્નપુરણા, ચામુંડ છપન્ન કરોડ;
નામ રૂપ ગુણ છે ઘણા, અન્ય જગત નહી જોડ. ૫
સુર સજ્જન કવિ કનક સમ, સંગ અંગ સોહાય;
જાણું મહેર માજી તણી, કનક નામ કહેવાય. ૬
વાચા વિણુ એક બાળકો, વિપ્ર જાતનો જોધ;

કવિ કહાવ્યો તે કાળિકા, ભોજ ભુપ સંગ હોઈ. ૭
સંવત નામ જાણે સહુ, વડો કહાવ્યો વીર;
હરસિદ્ધ થૈ હાજર ખડી, ક્ષિપ્રા કેરે તીર. ૮
એવી મહેર માજી તણી, માન્ય કરા મન લીધ;
મણીલાલ માજી ચરણ, અષ્ટ સિદ્ધિ નવ નીધ. ૯

છપ્પા.

નામ સ્મર્ણ ચરણ એક, આશરો માજી તમારો;
મહેર કરીને માત સેવક અરજી ઉર ધારો.
આદી અંત છો એક, અનેક થૈ વ્યાપ્યાં સહુમાં;
સજ્જન જાણે ભેદ, એક જીભ્યાએ કહું મા.
ભવસાગર જળ ભર્યો, તેમાં તારણહાર તું,
કરજોડી કરૂં વીનતી, મોટી દેવી મંહામાય તું. ૧
ગુણ અગણીત અપાર, પાર પામ્યું નહિ કોઈ;
બ્રાહ્મણનું બ્રહ્મ તેજ, વૃદ્ધિ કરતા તું હોઇ;
સેવક જનની સાર, વહાર કરજો મા વહેલી;
નામ સ્મર્ણ નીરવાણ, ધામ આપો અલબેલી.
દેવી દેવ અનેક છે, જગમાં તુજ સમોવડ નહિ;
વેદ મંત્રે વિખ્યાત છો, છંદ આક્ષર ચોવીશ મહિ. ૨

## ગરબો પ્રારંભ.

રાગ સોલંકીના ગરબાની દેશી.

ગવરી નંદન ગણેશ લાગું પાય,
શુભ મતી આપો શારદા માયરે, દેવી હંસવાહના. ૧
કરૂં વીનતી તે માત ઉર ધરજો,
શ્રોતા વકતાનાં દુઃખ દુર કરજોરે. દેવી૦ ૨
માજી મારે એક આશરો તમારો,
દયા કરીને સાગર ભવ તારોરે. દેવી૦ ૩
દેવી દેવ છે અનેક જકત માંહી,
સત્ય કહું જોડ જકતમાં નાંહીરે. દેવી૦ ૪
જયોતી રૂપ આદિ અંતમાં છો એક;
ભક્ત ભાવ રૂપ થાઓ છો અનેકરે. દેવી૦ ૫
માજી હંસ તણે વાહને બિરાજે,
વાણી મુખ ચાર વેદ સ્વર ગાજેરે. દેવી૦ ૬
અર્ક મંડળમાં માજીનો નિવાસ,
બીજો વાસ દ્વીજ હૃદય પ્રકાશરે. દેવી૦ ૭
વસ્યાં મુળાધાર કર્યું છે શયન,
કરે ધ્યાન માજી થાય દરશનરે. દેવી૦ ૮
માએ આપી દ્વીજ કુળને વડાઇ,

સત્ય નીગમાગમે સહુ ગાઇરે. દેવી૦ ૯
શ્રદ્ધા રાખીને કરવાં નીત્ય કર્મ,
શ્રુતિ કહે દ્વીજ કુળનો એ ધર્મરે. દેવી૦ ૧૦
માજી મહેર કરે પાપ સર્વે જાય,
કુળ વૃદ્ધિ બ્રહ્મ તેજની થાયરે. દેવી૦ ૧૧
આપ્યા પાઠ વેદ મંત્ર તે અનેક,
તેમાં મુળ મંત્ર માજીનો વીશેકરે. દેવી૦ ૧૨
છંદ અક્ષર ચોવીશનો તે એક,
જપો સર્વે દ્વીજ રાખી મન્ન ટેકરે. દેવી૦ ૧૩
વંદુ દ્વીજ કુળ દેવ ગુરૂ ચર્ણ,
તમ પાએ લાગું માજી રાખો શર્ણરે. દેવી૦ ૧૪
નવ જાણું પાઠ પીંગળ વીશેક,
ગાવો ગરબો માજીની રાખું ટેકરે. દેવી૦ ૧૫
કવી પંડીત કો મુજથી અધીક,
ગાઊં ગરબો સુધારી કરજો ઠીકરે. દેવી૦ ૧૬
મુળ માયા માજી સૃષ્ટિનું મંડાણ,
નીજ ઇચ્છાએ કરે પરમાણુરે. દેવી૦ ૧૭
સોળ કળા સુર્ય દેવ કહેવાય,
તાપ અવની કળા એકનો તપાયરે. દેવી૦ ૧૮

પૂર્વ કલ્પ કાળ પૂરો થયો જ્યારે,
થયો સૃષ્ટી તણો સંહાર ત્યારેરે. દેવી૦ ૧૯
પ્રલ્લે કાળે કળા સોળ તાપ થાય,
તેથી સ્થાવર જંગમ બળી જાયરે. દેવી૦ ૨૦
પ્રલ્લેકાળનો વરસે વરસાદ,
મુશળધાર અતી ઘોર કરી નાદરે. દેવા૦ ૨૧
થાય જળમાં સાકર જેવું મીન,
થયું મહા જળમાં સર્વ એમ લીનરે. દેવી૦ ૨૨
પુર્વે થયો એમ સૃષ્ટિનો સંહાર,
થયા પછે થયો તેજ બીંબાકારરે. દેવી૦ ૨૩
તેજ બીંબકાર રહ્યો વર્ષ બહુ,
ફરી સૃષ્ટી સરજ્યાની વાત કહુંરે. દેવી૦ ૨૪
સજ્જા શેષની કરીને ભગવાન,
પોતે પોઢયા મહા જળમાં નીદાનરે. દેવી૦ ૨૫
નામ વેદ નારાયણ કહેવાય,
કમળ તેની નાભીમાં પેદા થાયરે. દેવી૦ ૨૬
જળ કમળ નાકળીયું છે બહાર,
સહસ્ર દળ પાંખડીનો વીસ્તારરે. દેવી૦ ૨૭
તેમાં બ્રહ્મા પોતે પરગટ થાય,

મુખ એક ચાર વેદ કહેવાયરે. દેવી૦ ૨૮
નજર ચાર દીશોમાં કર્યો પસાર,
થયાં ત્યારે મુખ તેમનાં ચારરે. દેવી૦ ૨૯
ચાર મુખ એક પાંચ સમજાયું,
ક્યારે એક મુખ તેમનું છેદાયુંરે. દેવી૦ ૩૦
કોઈ કાળ વીશે એવી થઇ વાત,
મોહ પામ્યા પુત્રીપર જગ તાતરે. દેવી૦ ૩૧
સરસ્વતી બોલ્યાં મુખ તેણી વાર,
વચન દુર થા દુષ્ટ વદનારરે. દેવી૦ ૩૨
જેવું પોતે મુખ પાંચમે ઓચરીયું,
તેવું મુખ તેથી વેદપર હરીયુંરે. દેવી૦ ૩૩
કોઈ કાળ વીશે વળી શીવરાય,
પોતે મળવા બ્રહ્મદેવને જાયરે. દેવી૦ ૩૪
વેદ વાણી ચાર મુખથી ઓચરીયા,
કરી સ્તુતિ શિવ સંતુષ્ટ કરીયારે. દેવી૦ ૩૫
મુખ પાંચમું તે વેદ પરહરતું,
શિવે કાને સુણ્યું બકવા કરતુંરે. દેવી૦ ૩૬
વચન સુણી નેષ્ટ ભક્ત ક્રોધ વ્યાપ્યું,
ફેરી ત્રીશુળ ને બ્રહ્મ શીર કાપ્યુંરે. દેવી૦ ૩૭

ક્રોધ અતી મન થકી ગયું જ્ઞાન,
બ્રહ્મહત્યા લાગી શિવને નીદાનરે. દેવી० ૩૮
ભોળાનાથ દીન શિવજી દયાળ,
ગયા કાશી ને ઉતારી શીર આળરે. દેવી० ૩૯
ભોળે નાથે કર્યો કાશીમાં નીવાસ,
શિવ ચર્ણે મર્ણે મુકત પામે દાસરે. દેવી० ૪૦
મુકિતપુરી કાશી ધામ નીરવાણ,
વીગત વાત કહી શિવપુરાણરે. દેવી० ૪૧
કમળ પર કમળાસન વાળી,
બેઠા બ્રહ્મદેવ જુએ છે નીહાળીરે. દેવી० ૪૨
બેઠા મન્ન કરે વિવીધ વીચાર,
આ એક કોણ સરજનહારરે. દેવી० ૪૩
એવા વિવીધ વીચાર કરી જોયું,
કમળ નાળ માંહિ મન્ન પરોયુંરે. દેવી० ૪૪
કમળ ડાંડી નીજ કરમાં સાહી,
સરજનહાર શોધે જળની માંહીરે. દેવી० ૪૫
સરજનહાર શોધતાં સો વર્ષ,
વીતી ગયાં તોય થયાં નહિ દર્શરે. દેવી० ૪૬
ફરી આવ્યા કમળપર જ્યારે,

આકાશ વાણી થઇ દેવની ત્યારેરે. દેવી૦ ૪૭
તપ કર્ય તપ કર્ય કહ્યું જેવે,
તપ કર્યું શત વર્ષ બ્રહ્મદેવેરે. દેવી૦ ૪૮
ત્યારે વિષ્ણુ પોતે પરગટ થાય,
પુછ્યું બ્રહ્મદેવ કોણ તમે રાયરે. દેવી. ૪૯
કહે વિષ્ણુ તમ સરજનહાર,
કહે બ્રહ્મા તમ કોણ સરદારરે. દેવી૦ ૫૦
વાદ વાદ થઇ બેયને જે વાર,
બન્ને જણમાં કોણ કરે નાસ્તારરે. દેવી૦ ૫૧
શાંત સતોગુણી દેવ કહે વાત,
શોધો આપણો તે સરજન તાતરે. દેવી૦ ૫૨
એવું સુણી હંસ થયા બ્રહ્મદેવ,
ઉડી ગયા ગગને તતખેવરે. દેવી૦ ૫૩
વરાહરૂપ ધરી વિષ્ણુદેવ ત્યાંય,
શોધે સરજનહાર જળ માંયરે. દેવી૦ ૫૪
સરજનહાર શોધવા તે વાર;
બન્ને દેવે કર્યો પ્રયાસ અપારરે. દેવી૦ ૫૫
લાગ્યો શ્રમ બહુ પાછા તે વળીયા,
બન્ને જણ કમળપર જઇ મળીયારે દેવી૦ ૫૬

પુર્વે પેઠે વાદ કીધો તતકાળ.
ત્યારે ઉપની છે તેજની જ્વાળરે. દેવી૦ ૫૭
તેજ બ્રહ્મ ઓંમકારથી આભાસ,
નિરાકાર રૂપ શિવનું પ્રકાશરે. દેવી૦ ૫૮
શિવજીએ કર્યો શબ્દનો ઉચ્ચાર,
થયા શબ્દ રૂપ શિવ સાકારરે. દેવી૦ ૫૯
બ્રહ્મા વિષ્ણુ શિવ જાણો ત્રણ દેવ,
થાય ભક્તિભાવ જકતમાંહી સેવરે. દેવી૦ ૬૦
ત્રણ દેવે મળી કર્યો છે વિચાર,
સૃષ્ટી રચવાને કર્યો નીરધારરે. દેવી૦ ૬૧
ભોળો નાથ કહે સુણો સહુ વાત,
સૃષ્ટી રચો બ્રહ્મા થાઓ જગ તાતરે. દેવી૦ ૬૨
વળી કહે દેવ સુણો ચક્રધારી,
સૃષ્ટી પોષણ સંભાળ કરો સારીરે. દેવી૦ ૬૩
નીલકંઠ કહે કરૂં એક કામ,
નીમીત સંહાર કાળથી તમામરે. દેવી૦ ૬૪
ગુણ કાર્યના વિભાગ જેવા કરીયા,
એવા નીજ નીજ કામે અનુસરીયારે. દેવી૦ ૬૫
દેવ વિષ્ણુ અને શિવજી દયાળ,

ત્યાં તે થયા અંતરધ્યાન તતકાળરે. દેવી૦ ૬૬
આપે રહ્યા બ્રહ્મદેવ એક ત્યાંય,
જળ મંત્ર ભણી લીધું કર માંયરે. દેવી૦ ૬૭
જળ શુદ્ધ કરી મંત્ર બળ કીધું,
અવની ગોળ ઈંડ રૂપ કરી દીધુંરે. દેવી૦ ૬૮
જળ મંત્ર ભણી શુદ્ધ બીજી વાર.
કરી કર્યા લોક સૌ નીરધારરે. દેવી૦ ૬૯
અવની ગોળ ઈંડ રૂપ આકાર,
જોજન ક્રોડ પચાસ વીસ્તારરે. દેવી૦ ૭૦
બન્યાં ભુથી તે ભુવન કહેવાયાં,
વિગતેથી નામનીગમે ધરાયાંરે. દેવી૦ ૭૧
ઉત્તમ અવની ભુલોક આ ઠામ,
બીજા લોકનું ભુધર ધરીયું નામ. દેવી૦ ૭૨
ત્રીજું લોક નામ સ્વર્ગ કહેવાય,
મહ્રરજન વળી તપ લોક થાયરે. દેવી૦ ૭૩
સત્ય લોક નામ સાતમું ગણાય,
વિગતવાર લોક ત્રણ ભણાયરે. દેવી૦ ૭૪
અતળ વિતળ સુતળ તે સારૂં,
તળાતળ મહાતળ તે ઉચારૂંરે. દેવી૦ ૭૫

રસાતળ વળી સાતમું પતાળ,
નામ નીગમે ધર્યાં છે પુર્વ કાળરે. દેવી૦ ૭૬
નીચે અવની પતાળ કહેવાયાં,
ભળાં મળીને ભુવન ચૌદ ગાયાં રે. દેવી૦ ૭૭
રચી સૃષ્ટી બ્રહ્મદેવે તેણે ઠામ,
આદી ઋષિ સનકાદી શુભ નામરે. દેવી૦ ૭૮
વાત પુત્રને કહે છે બ્રહ્મદેવ,
વિવીધ પરે સૃષ્ટિ રચો તતખેવરે. દેવી૦ ૭૯
સુણો તાત સૃષ્ટિ શેની રચવાની,
ધ્યાન ધરીએ હરીનું થઇએ જ્ઞાનીરે. દેવી૦ ૮૦
એમ કહી તપ કરવા ગયા છે,
એતો આદી અંત નૈષ્ટિક રહ્યાછેરે. દેવી૦ ૮૧
બ્રહ્મદેવે વિષ્ણુનું ધ્યાન ધરીયું,
દીધી અંતર માયાને કાજ સરીયું રે. દેવી૦ ૮૨
મીથુન જોડલું ત્યાં પ્રગટ થાય,
એક સ્ત્રી એક પુરૂષ કહેવાયરે. દેવી૦ ૮૩
પુરૂષ નામ સ્વાયંભુ મનુ સારૂં,
રાણી શતરૂપા નામ નીરધારૂ રે. દેવી૦ ૮૪
રાણી શતરૂપા મનુ કહું રાય,

તેના તનના તે તન્ન ધ્રુવ થાયરે. હેવી૦ ૮૫
બાળાવયમાં હરીનું ધ્યાન ધરીયું,
મળ્યા હરી રાજ અવિચળ કરીયુંરે. હેવી૦ ૮૬
દેવ દાનવનો તાત એક કહીએ,
ઋષિ કશ્યપ તે નામ રૂડું દહીએરે. હેવી૦ ૮૭
દીતી માતના દાનવ સર્વે થાય,
સુર અદીતીના તન્ન કહેવાયરે. હેવી૦ ૮૮
ઋષિ કશ્યપને રાણીયું છે તેર,
તેની પ્રજા થઇ સૃષ્ટી બહુ પેરરે. હેવી૦ ૮૯
પિતા બ્રહ્મદેવે દયા દીલધારી,
વિગતવાર સૃષ્ટી રચી બહુ સારીરે. હેવી૦ ૯૦
બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય એવું નામ,
કહી શેષ વર્ણ શૂદ્ર તમામરે. હેવી૦ ૯૧
ઝાડ પહાડ પશુ પક્ષી નીરધાર,
સ્થાવર જંગમ તે જીવ અપારરે. હેવી૦ ૯૨
વાસ મનુષ્યનો અવની પ્રકાશ,
ત્રીજા લોકમહી દેવનો નીવાસરે. હેવી૦ ૯૩
અધીક સુખ સ્વર્ગનું તે ગવાય,
પુણ્ય થકી વાસ સ્વર્ગમાં જવાયરે. હેવી૦ ૯૪

ઋષિ જમદગ્નીનો તન જેહ,
જુગ જાણુ નામ ફરસુરામ તેહરે. દેવી૦ ૯૫
વાળ્યું વેર કર્યા કેર બહુ ભારી,
નાંખ્યા ક્ષત્રી કુળ કૈંક સંહારીરે. દેવી૦ ૯૬
નીજ કુળ તજી બીજે કુળ જાય,
ત્યારે વર્ણના અઢાર ભેદ થાયરે. દેવી૦ ૯૭
વળી કળી આવ્યો ચુકયા ધર્મ ટેક,
થયા ધર્મ ભેદ કુળના વિશેકરે. દેવી૦ ૯૮
ગણી ગણતરી કહ્યા છે જુગ ચાર,
વદે પહેલો તે ધર્મ અવતારરે. દેવી૦ ૯૯
પાળે નીજ નીજ ધર્મ સહુ લોક,
મુખ સત્ય વચન દુઃખ નહી શોકરે. દેવી૦ ૧૦૦
ભુમીકણુ ફળે વિશ એકવાર,
મુખે માગતાં તે થાય મેઘ ધારરે. દેવી૦ ૧૦૧
પૂજે દ્વીજ દેવ ગુરૂજીના ચર્ણ,
કલેશ વાત ઇરષ્યા ન સુણે કર્ણરે. દેવી૦ ૧૦૨
કરે ધ્યાન હરી દરશન થાય,
સહુ દાન દેવા વિપ્ર ઘેર જાયરે. દેવી૦ ૧૦૩
આયુષ્ય એક લાખ વર્ષ કહેવાય,

હાડ સંગ પ્રાણ સત્ય જુગ જાયરે. દેવી૦ ૧૦૪
ધર્મ ચર્ણ ચાર સત્ય જુગ માંહી,
ચાર વાર હરી અવતર્યા [1]તાંહીરે. દેવી ૧૦૫
દાન કરે તેટલુંજ ફળ થાય,
વહેવાર ટકા રત્ન વપરાયરે. દેવી૦ ૧૦૬
ધર્મ જુગ પુરો થયો જેણીવાર,
ત્રેતા જુગ ધર્મ વર્ત્યો નીરધારરે. દેવી૦ ૧૦૭
નીતી ચાલે સહુ લોક નહી શોક,
બહુ તીર્થ દાન પુણ્ય કરે થોકરે. દેવી૦ ૧૦૮
રાખે ગુરૂ દ્વીજ વચનની ટેક,
દ્વીજ તેડી ઘેર દાન દે વિશેકરે. દેવી૦ ૧૦૯
નહિ દ્વેશ કલેશ ઇરષ્યા લગાર,
બીજ વાવ્યું ફળ થાય ચૌદ વારરે. દેવી૦ ૧૧૦
સહસ્ત્ર દશ વર્ષ આયુષ્ય પ્રમાણ,
વહેવાર ટકા હેમ[2] નીરવાણરે. દેવી૦ ૧૧૧
વામન ફરસુરામ રામ તેણીવાર,
થયા હરી તણા ત્રણ અવતારરે. દેવી૦ ૧૧૨

---

૧ મચ્છ, કચ્છ વરાહ ને નૃસિંહ અવતાર સત્ય જુગમાં થયા છે.
૨ મહોરોનાં નાણું ( ગીની )નું ચલણ હતું તે જાણવું.

પાપ એક અંશ ત્રણ પાયા ધર્મ,
દશગણું પુણ્ય થાય દાન કર્મરે. દેવી૦ ૧૧૩
એવો જુગ પુરો થયો જેણીવાર,
રાજ દ્વાપરનું થયું સુખકારરે. દેવી૦ ૧૧૪
તમો ગુણ સતો સ્વમ વરતાય,
ધર્મ કર્મ રજોગુણી બહુ થાયરે. દેવી૦ ૧૧૫
પાઠ પૂજા વિવીધ પેર શેત્ર,
કરે નિત્ય રીઝે જગપતી દેવરે. દેવી૦ ૧૧૬
આયુષ્ય સહસ્ત્ર વર્ષનું પરમાણ,
ભુમી નીજ ફળે સાત વાર જાણરે. દેવી૦ ૧૧૭
દ્વીજ માગે કોઇ મુખ થકી જેવું,
કરી આદર ને દાન દે તેવુંરે. દેવી૦ ૧૧૮
દાન થકી સત ગણું પુણ્ય થાય,
રૂપા નાણાં દ્વાપર વપરાયરે. દેવી૦ ૧૧૯
નીજ ધામ ગયા નંદજીના બાળ,
બેઠો રાજ કળી જુગ તતકાળરે. દેવી૦ ૧૨૦
ગયા શ્રી હરી ને રૂપ બીજું ધરીયું,
નવમો અવતાર બૌધ કરીયુરે. દેવી૦ ૧૨૧
જુગ ત્રણ મળી એક થાય ચાર,

ચોથો રાજ કળીજુગ નીરધારરે. દેવી૰ ૧૨૨
ચાર જુગ વીતી એક વાર જાય,
ત્યારે મહા જુગ એક પુરો થાયરે. દેવી૰ ૧૨૩
મહા જુગ ઇકોતેર જાય જ્યારે,
રાજ મનુ એક પુરો થાય ત્યારેરે. દેવી૰ ૧૨૪
મનુ ચૌદ વીતી એણી પેરે જાય,
ત્યારે બ્રહ્માનો એક દીન થાયરે. દેવી૰ ૧૨૫
દીવસ બ્રહ્માનો કલ્પ એક જાણો,
કલ્પ નામ સાત વાર પરમાણોરે. દેવી૰ ૧૨૬
દીવસ રાત મળી બમણાં ગણી લેએ,
ત્રીશ દીવસનો એક માસ કહીએરે. દેવી૰ ૧૨૭
બાર માસનું તે વર્ષ એક જાણો,
થાય કાળ સોએ વર્ષે પરમાણોરે. દેવી૰ ૧૨૮
થયાં વર્ષ બ્રહ્મદેવને પચાસ,
ચાલે હાલ વર્ષ એકાવન્ન વાસરે. દેવી૰ ૧૨૯
દીવસ પ્રતીપદાનો શુભકારી,
તેમાં થાય ચૌદ મનુ રાજધારીરે. દેવી૰ ૧૩૦
રાજધારી ખટ મનુ વીતી જાય, (ગયા છે)
હાલ ચાલે તે સાતમો કહેવાયરે. દેવી૰ ૧૩૧

મહા જુગરાજ ઇકોતેર જેના,
સત્યાવિશ ગયા મહા જુગ તેનારે. દેવી૦ ૧૩૨
અઠ્ઠાવિશમો તે મહા જુગ ચાલે,
પાયે ચાથે રાજ કળીજુગ મહાલેરે. દેવી૦ ૧૩૩
આદિ સૃષ્ટી નીગમ માતનું સ્વરૂપ,
ભક્તકાજ રૂપ અનેક અનુપરે. દેવી૦ ૧૩૪
માએ સૃષ્ટિ રચી સુખડાં કરીયાં,
કરી દયા દેવતણાં દુઃખ હરીયાંરે. દેવી૦ ૧૩૫
અસુર શુંભ નીશુંભ થયા જ્યારે,
સ્વર્ગવાસ દેવ દુઃખ થયું ત્યારેરે. દેવી૦ ૧૩૬
ઇંદ્ર આદી મળીને સર્વે દેવ,
સ્તુતિ દેવ કરે વિષ્ણુ તતખેવરે. દેવી૦ ૧૩૭
મહેર કરી માયે દયા દીલ ધારી,
આદ્યશક્તિ રૂપ થયાં સુખકારીરે. દેવી૦ ૧૩૮
ધર્યું ખપ્પર ત્રીશુળ કર માંય,
ત્રીશ ત્રણ કોટી દેવ સંગ ત્યાંયરે. દેવી૦ ૧૩૯
મારી હાક અસુર કૈંક હણીયા;
પાર નહિ નામ અગણીત ભણીયારે. દેવી૦ ૧૪૦
છપન્નકોટી ચામુંડ તે કહેવાય.
(નામ) રૂપ ગુણ ગણે પાર ના પમાયરે.દેવી૦ ૧૪૧

જેવાં નામ રૂપ થયાં છે અનેક,
ગાયાં મુની મારકંડ ધરી ટેકરે. દેવી૦ ૧૪૨
માએ આરાસુરનું તે રાજ કીધું,
ધરીનામઅંબા દરશન દીધુરે દેવી સિંહવાહના૧૪૩
જુગ દ્વાપરનું રાજ પુરૂં થાય,
રાજ કળીજુગ તણે ઘેર જાયરે. દેવી સિં૦ ૧૪૪
વદી ભાદરવા તેરશ જાણ,
થયું રાજ કળીજુગ પરમાણરે. દેવી સિં૦ ૧૪૫
ચાર લાખ વર્ષ બત્રીશ હજાર,
રાજ રહે કળીજુગ નીરધારરે. દેવી સિં૦ ૧૪૬
કળીજુગ રાજ ચર્ણ જ્યારે ધરીયું,
સત્યશીળ શાહપણું પરહરીયુંરે. દેવી સિં૦ ૧૪૭
આણ ફેરવીને મન્ન કર્યા ખિન્ન,
કુળ ધર્મ પંથ કર્યા ભિન્ન ભિન્નરે. દેવી સિં૦ ૧૪૮
વાડવ વેદ વિહિન કૈંક કરીયા,
કામ હાલબેલ હુકમ ધરીયારે. દેવી સિં૦ ૧૪૯
દ્વીજ નિજ ધર્મ તજી કરે સેવા,
(લોકો)દાન આપે મોટાઈમાન લેવારે.દેવીસિં. ૧૫૦
વર્ષ પંદર ને પાંચે આવે પળીયાં,
વર્ષ તેટલે તે વીર્ય ફળ ફળીયાંરે. દેવી સિં૦ ૧૫૧

આયુષ વર્ષ વિશપંદર* જાણો,
કળી અન્ન સમા પ્રાણ પરમાણોરે. દેવી સિ૦ ૧૫૨
રહે વીષય વૃત્તીમાં સહુ નેટ,
વય વિના વનીતા ગર્ભ પેટરે. દેવી સિં૦ ૧૫૩
નીતી રીતી રાજ સુખ કરી જાણે,
નિત્ય નવો કર બહુ પરમાણેરે. દેવી સિં૦ ૧૫૪
સામા સગપણનાં દ્રવ્ય તો ×લેવાય,
સાટે સગપણ તે કેંકનાં થાયરે. દેવી સિં૦ ૧૫૫
નારી પરણીશુ મન્ન નવ રાચે,
પરત્રીયાશુ મન રંગ જાચેરે. દેવી સિં૦ ૧૫૬
કરે કામનીઓ કામ વળી કેવાં,
પર નર પ્રીત વિત્ત ખાય મેવારે. દેવી સિં૦ ૧૫૭
વહેવાર ટકા ત્રાંબીઓ જણાય, (પૈસો)
કર્યો કોપ કળી નિકલ જણાયરે. દેવી સિં૦ ૧૫૮
નેક ટેક પ્રતીદીન ઘટચો જાય,

---

* કળીજુગમાં સો વર્ષનું આયુષ્ય કહેલું છે તે આજ સુધીમાં ઘણાક લોકોએ સો સો વર્ષનાં આયુષ્ય ભોગવ્યાં પણ છે. પરંતુ હાલમાં હવે પછી થતી જે પ્રજા તેનું આયુષ્ય ૧૫–૨૦–૩૦ કે ૩૫ જાુજ જોવામાં આવે છે, તેમજ વર્તમાનકાળને અનુસાર વ્યાખ્યા કરી છે. × કન્યાવિક્રય.

આપી થાપણ તે કૈક ઓળવાયરે. દેવી સિં૦ ૧૫૯
બાધે દેશ વાધ્યું વેર ઝેર કલેશ,
પ્રીત પરજનસુ કુટુંબ કળેશરે. દેવી સિં૦ ૧૬૦
કણ વાવે અવનીમાં લોક જેહ,
ફળે ન ફળે તે વાર એક તેહરે. દેવી સિં૦ ૧૬૧
કળી રાજ ચર્ણ એક મૂકયું છે,
કુળધર્મ તેમાં સહુએ ચુકયું છેરે. દેવી સિં૦ ૧૬૨
બીજો પાય રાજપર જ્યારે ધરશે,
દૈવ ગતી ગહન કળી કામ કરશેરે. દેવી સિં૦ ૧૬૩
કળીકાળ હળાહળ વરતાશે,
પુરૂશ ઓછા સ્ત્રીઓ બહુ થાશેરે. દેવી સિં૦ ૧૬૪
કળીકાળમાં હરીનો અવતાર,
થાશે નામ નકળંગી નીરધારરે. દેવી સિં૦ ૧૬૫
રાજકળી ન્યાય એક વરતાય,
કરે પાપ પુણ્ય તર્ત ફળ થાયરે. દેવી સિં. ૧૬૬
ગુણ એક તેનો બહુ વખણાય,
દાન ફળ સહસ્ત્રગણું પુણ્ય થાયરે. દેવી સિં. ૧૬૭
અવગુણ સહસ્ત્ર ગુણ એક ભારી,
રાજા પરિક્ષીતે ન્યાય વાત ધારીરે. દેવી સિં. ૧૬૮
પુરો પરચો કળીકાળમાં જણાવે.

વચન સત્ય માત અંબા ભણાવેરે. દેવી સિં. ૧૬૯
કહીએ દેવી દેવીયું તે વિશેક,
જાણું અરદાળી અંબે માત એકરે. દેવી સિં૦ ૧૭૦
માને પારે ઘૃત ઘણું વપરાય,
નામ તેલ એવું નવ સંભળાયરે. દેવી સિં૦ ૧૭૧
માને પારે ચોરી ચાડી નવ થાય;
માનાં દરશન કરવાને સહુ જાયરે. દેવી સિં૦ ૧૭૨
ભાવડાં વહાલાં બહુ માત અંબાને,
એવા વિપ્ર વહાલા માત બહુચરાનેરે.દેવી સિં.૧૭૩
માએ મહેર કરી દુઃખડાં નીવાર્યા,
કરી ખેપ ધોળાગઢથી પધાર્યારે.બાળી બહુચરાજીમા.
પહેલો પરચો કળીજુગમાં જણાવ્યો,
એક ઘોડી તણો ઘોડો બનાવ્યોરે. બા૦ ૧૭૫
સ્ત્રીનો પુરૂષ કર્યો છે પરમાણ,
પુત્ર વજાસોળંકીનો જુગ જાણરે. બા૦ ૧૭૬
વજેસંગ સોળંકીનું દુઃખ ટાળ્યું,
જાતું રાજ બહુચરાએ ઘેર વાળ્યુંરે. બા૦ ૧૭૭
સહાય વિપ્ર તણી કરવાને કાજે,
માજી ચારૂ ચોક ચુંવાળ બિરાજેરે. બા૦ ૧૭૮
એકવાર શહેર સિદ્ધપુર માંય,

યવન અલ્લાઉદ્દીન આવ્યો ત્યાંયરે. બા૦ ૧૭૯
તેણે એક એવો કાઢીઓ છે ફંદ,
હિંદુ દેવ ધર્મ કરવાને ખંડરે. બા૦ ૧૮૦
આવ્યો સિદ્ધપુર કર્યું કેવું કામ,
રૂદ્રમાળ તે ખંડીત કર્યું નામરે. બા૦ ૧૮૧
છાના છુપાઇને બ્રાહ્મણો રહે છે,
થાય છતો તેને બોલાવી કહે છેરે. બા૦ ૧૮૨
તમે સત્ય દેવ તમારા બતાવો,
નીકર ધર્મ અમારામાં આવોરે. બા૦ ૧૮૩
(ત્રાહી) ત્રાહી કહી શિવ દહેરૂં બતાવે,
ત્યાં તે અજા મારી શિવ અભડાવેરે. બા૦ ૧૮૪
ભુંડુ કર્યું કૈંક દ્વીજ વટલાવ્યા,
તોડયાં દહેરાં ને શિવ અભડાવ્યારે. બા૦ ૧૮૫
દ્વિજ અકળાવ્યા એણીપેરે જ્યારે,
માએ સ્વપ્ન આપ્યું સુચવ્યા ત્યારેરે. બા૦ ૧૮૬
તમો બ્રાહ્મણ તે શિદ અકળાઓ,
દેવ બહુચરા પશ્ચિમ બતાવોરે. બા૦ ૧૮૭
થયું સ્વપ્ન સર્વેને એક રાત,
દ્વિજ સર્વે મળ્યા થયું જ્યાં પ્રભાતરે. બા૦ ૧૮૮
સ્વપ્નાની વાત સત્ય નીરધારે, (રીકહ્યું)

અસુર આવ્યો માત બહુચરાને પારેરે. બા૦ ૧૮૯
ભાળ્યા કુકડા વિહ્વળ થયું મન્ન,
હણ્યા હરામીએ તૃપ્ત કર્યું તન્નરે. બા૦ ૧૯૦
મુવા મરઘા તે માજીએ બોલાવ્યા,
તપે તન્ન ઉર અગ્ની સળગાવ્યારે. બા૦ ૧૯૧
અસુર ત્રાહી ત્રાહી ત્યાં તો પોકારે,
સેવક થૈ રહ્યો બહુચરાને પારેરે. બા૦ ૧૯૨
દ્વિજ દુઃખ ટાળ્યું બહુચરાજી માત,
દીધો પરચો કળીકાળ પ્રખ્યાતરે. બા૦ ૧૯૩
દ્વિજ કુળ વૃદ્ધિ કરા કષ્ટ કાપ્યાં,
દાખ્યું હેત માએ લાડુજમણ આપ્યાંરે. બા. ૧૯૪
બાળી બહુચર ચુંવાળ ચોક ન્યાળી,
બેઠાં વૃખડી છાંય આસન વાળીરે. બા. ૧૯૫
માનો ગોખ ઉત્તર દેહેરૂં પુર્વ મુખ,
થાય દરશન તેથી દુર કરે દુઃખરે. બા૦ ૧૯૬
શોભે કુંડ સજીવન જળ ભરીઓ,
કર્યું સ્નાન તેમાં તેજમન્ન તરીઓરે. બા૦ ૧૯૭
ધ્યાન બહુચરનું જે કોઇ ધરશે.
તેનાં કાર્ય મન્નવાંચ્છિત કરશેરે. બા૦ ૧૯૮

વિગતવાર સૃષ્ટી રચી માએ સારી,
જેવી નીગમે તે વાત વિસ્તારીરે. બા૦ ૧૯૯
એવી મુજ મતી વૃત્તિ અનુસાર,
ગાઇ ગરબે કર્યો વીસ્તારરે. બા૦ ૨૦૦
વિગત જાણું નહી લઘુ દીર્ઘ વાત,
વાંચી સુધારજો સુજ્ઞ કવી ભ્રાતરે. બા૦ ૨૦૧
કળી રાજ વર્ષ જેટલાં કહ્યાં છે,
માંહ્ય પંચ સહસ્ત્ર સોળ ગયાં છેરે. બા૦ ૨૦૨
ગાઇ ગરબો ગયાં વર્ષ પરમાણ્યાં,
સંવત ઓગણી ઇકોતેર *જાણ્યાંરે. બા૦ ૨૦૩
ગાયો ગરબો માજીએ બુદ્ધિ આપી,
જાણુ જકત ભકતે માત ટુંક થાપીરે. બા૦ ૨૦૪
કરો પાઠ પુજા તજી ઠાઠ તનના,
મણીલાલ મેલ માજી ટાળે મનનારે. બા૦ ૨૦૫
મળે સુખ સર્વે દુઃખ જાય દુર,
થાય માજી રૂપ દર્શ જ્ઞાન સુરરે. બા૦ ૨૦૬
ગાઇ ગરબે ભુતકાળ જેવી થઇ છે,
યથામતિ એવો સંક્ષેપ કહી છેરે. દેવી૦ ૨૦૭

* આ ગરબો સંવત ૧૯૭૧ ની સાલમાં રચવામાં આવ્યો છે તે જાણવું.

## અંબાજીના શણગારનો ગરબો.

પ્રથમ સમરૂં સરસ્વતિને, ગણુપતિ લાગુ પાય. રમવા નીસર્યાં મા.
અલબેલી ઇચ્છા ઘણીને, ગરબો ગાવા જાય. રમવા. ૧
લીલા જગનો કંચવોને, કસબે ભર્યો છે તાર. રમવા.
લંઘો પહેર્યો લાખનોને, ખૂબ બની છે બાગ. રમવા. ૨
ચાળુ સુંદર ઓઢણેને, સરસ બની છે છાપ. રમવા.
પાયે નેપુર ઝણુઝણેને, ઝાંઝરનો ઝમકાર. રમવા. ૩
અણુવટ વીંછવા શોભતાને, મેખળા ઝીણી છાર. રમવા.
કાંબી કડલાં ઠમઠમેને, ઘુઘરાનો ઘમકાર. રમવા. ૪
હાથે ચુડી હેમનીને, નંગ જડયાં વિશાળ. રમવા.
કરમાં ઝળકે કાંકણીને, કાંડે દાણા ચાર. રમવા. ૫
ગળે તે પાળો હેમનોને, ચોસરો ચંદનહાર. રમવા.
બાંહે બાજુબંધ બેરખાને, પુંચીઓ લટકે હાથ. રમવા. ૬
વાંકે વિચિત્ર લેરીયાંને, ફુમતાં કરીની સાથ. રમવા.
પરવાળાંની પાંસરેને, મુક્તાફળનો હાર. રમવા. ૭
હીરા માણેક મોઘરાને, રત્ન જડીત અપાર. રમવા.
તાંતત્ર શંતીજીને ટીલડીને, નાકે નમણો મોર. રમવા. ૮
કુલર દીસે હેમનુંને, ઝુમણાનો ઝમકાર. રમવા.
કાને કુંડળ ઝળહળેને, તેજ તણો નહિ પાર. રમવા. ૯
લોલક ઝળકે હેમનાંને, હીરા જડીત્ર અપાર. રમવા.
નયણે તે કાજળ સારીઆંને, કેસરવરણી આડ. રમવા. ૧૦
ચોખો કપાળે ચાંદલોને, ચોખા ચોડયા લલાટ. રમવા.
વેણું ગુંથી વીવેકનીને, તરતજ ભરીઆં તેલ. રમવા. ૧૧
અતર બહેકે અતિ ઘણાંને, ફોર્યું દીસે ફુલેલ. રમવા.

સેંથે સિંદુર સારીઆંને, દર્પણ લીધાં હાથ. રમવા. ૧૨
એક એક જોડે મળીને, સરવે બેની સાથ. રમવા.
સજી શણગાર ઉભાં રહ્યાંને, શોભાને નહિ પાર. રમવા. ૧૩

અધર મુખપર વારડાંને, મુખ ચાવ્યાં તંબોળ. રમવા.
દંત બત્રીસ દાડમ કળીને, બહુ રંગ રાતા ચોળ. રમવા. ૧૪

મુખની શોભા બહુ બનીને, શશીયલ ઉગ્યો સુર. રમવા.
સરખે સરખી સહુ મળીને, જોબનમાં ભરપુર. રમવા. ૧૫

સાતે ઉગ્યા સામટાને, તેથી અદકું નુર રમવા.
સોના ગરબો શીર ધર્યોને, રમતાં વાધ્યો રંગ. રમવા. ૧૬

સંખલપુરના ચોકમાંને, ચોસઠ બેની સંગ. રમવા.
ફેર ફરે બહુ કુદડીને, માતા મંગળ ગાય. રમવા. ૧૭

મુખથી એવું ઓચરેને, ઉંદો જય જય થાય. રમવા.
છત્રીશ વાજાં વાગીઆંને, શરણીઓના શોર. રમવા. ૧૮

ખંજોળ ભૂંગળ વાગી રહ્યાને, થાએ શોર બકોર. રમવા.
ઢોલ વાગે દુદુંબીને, ખુબ બન્યો છે ખેલ. રમવા. ૧૯

તાલ મૃદંગના વાજતાને, ફરતી કુદડી ફેર. રમવા.
નવરાત્રી તો નવે રમ્યાંને, તરપત થયાં તન. રમવા. ૨૦

દશેરાના દીન પારણુંને, હોમ કીધા હવન. રમવા.

રમી જમીને ચાલીઆંને, દેવી ગયાં દરબાર. રમવા. ૨૧

બહુચર ગુણવંતી ગોખમાંને, સુખ પામ્યાં સંસાર. રમવા.
માગ્યાં પુરણ માતછોને, ધન દારા સંતાન. રમવા. ૨૨

આશરો રાખે તાહરોને, પામે પુરણ માત. રમવા.
તીથી અજવાળી બીજછેને, લખીઓ છે ગુરૂવાર. રમવા. ૨૩

ગાય શીખેને સાંભળેને, તેની બહુચર આવે વાર. રમવા.
કળી કાળના વારમાંને, તું છે તારણહાર. રમવા. ૨૪

વલ્લભ ધોળા ભાઇને, આઇ તારો આધાર. રમવા. ૨૫

પદ ૧ લું. રાગ ધોળ. ( મામેરૂં મોંઘા મુલનું—એ રાગ. )

માજી મહેર કરો મુજ ઉપરે,આપો નીત્ય ભક્તિ અનુપ. માજી વસ્યાં મન વીશે.
સૃષ્ટી કરતા પીતામહ માહરા, વસ્યા પુષ્કરે મૂર્ત્તિરૂપ. માજી. ૧
પાઠ વેદ મંત્ર અનેક છે, મુળ મંત્ર તમારો નીરવાણ. માજી.
મંત્ર અક્ષર ચોવિશ આપીયા, કર્યું તત્ત્વ દેહ પરમાણ. માજી. ૨
વેદ મુળ પ્રણવ પરમાણીઓ, વાચક બ્રહ્મનો એ જાણ માજી.
વળી વ્યાહૃતી ત્રણ જેહ છે, એવા લોક ત્રણ પરમાણ માજી. ૩
સાર રૂપે તે સોધ્યા વેદથી, સોધી ચુકયા છે મંત્રને મુખે. માજી.
પ્રણવ વ્યાહૃતી મંત્ર સહીત તે, જપે જે કો મળે સર્વે સુખે. માજી. ૪
તે પ્રણવ ને વળી વ્યાહૃતી, સાથે મંત્ર અક્ષર ચોવીસ. માજી.
જાણે અર્થ ને તત્ત્વ તેહનું, એતો આપ રૂપ તે દીશ. માજી. ૫
ઘણા વેદ ભણે ભેદ નવ લહે, તેનો પાર તે પામે કોઇ. માજી.
મારા ઉપર કૃપા કરી માવડી, તેથી બુદ્ધિ તે શુદ્ધ હોઇ. માજી. ૬
દિન દિન પ્રતી કૃપા એવી કરો, સેવક રાખે જો શરણ મોઝારી. માજી.
મણીલાલ કહે વીનતી કરી, પૂજો દેવ શ્રદ્ધા રાખી સારી. માજી. ૭

પદ ૨ જું.

શાસ્ત્ર અનેક અગાધ સમુદ્ર છે, તેનો પાર ન દીસે કયાંય. સુણો સહુ વીનતી.
તૃષા લાગે તો જળ પીઓ જઇ, માંહી પડશો નાંહિં ભાઇ. સુણો ૧
સાકાર નિરાકાર સર્વ જે, વાત વખાણી વિગતે વેદ. સુણો.
જુદાં જુદાં મનથી માની કરી, કર્યાં મત્ત ને બહુ ભેદ. સુણો. ૨
જાતી હુંપદ અજ્ઞાન આવીયું, તેથી થાય છે તાણમતાણ. સુણો.
મુળ બીજને વૃક્ષ તે એક છે, ડાળાં પાંખડાં જુદાઇ જાણ. સુણો. ૩
જે જે ડાળીએ વળગ્યા જે જનો, તેતે ડાળ વખાણે તેહ. સુણો.
આગળ જુવે તો થડ તેનું એક છે, જ્ઞાન જાણો લક્ષ લહે એહ. સુણો. ૪

પંચભૂતનો દેહ પરમાણુીઓ, હિંદુ મુસલમાન ને જૈન. સુણો.
જાતી ધર્મને દેવ જુદા કહ્યા, અલ્લા ઇશ્વર અરીહન્ત. સુણો. ૫
પગ તળે બળે તે ગોતીએ, ક્યાં કાઢીએ બીજાની ભુલ. સુણો.
મન પ્રબોધ એ મણીલાલને, થોડું કહ્યું સત્ય જાણો કુલ. સુણો. ૬

પદ ૩ જું.

પ્રેમેને ભજીએરે ભોળા દેવન, શુદ્ધ નિષ્ઠાએ કરીએ તેની સેવજો;
સુખડાં કરે ને દુ:ખડાં પરહરે, નીલકંઠ એ દીનદયાળુ દેવજો. પ્રેમે. ૧
સહસ્ત્ર એકવી ખટશત આવે જાય તે, સાથે સંચરે શબ્દે નીરગુણુ જેહજો;
શાણાને સમસ્યાએ કીધું એ ખરૂં, નીજ રૂપ જાણવાનૌતમ તેહજો. પ્રેમે.૨
બહાર કુંભકે હંસ જે કહેવાય છે, અંતર સોહંગ તેનો તે હોયજો;
મધ્યનેરિથએ મનડું રાખતાં, ધ્યાને નિશ્ચે નીજરૂપ તે જોયજો. પ્રે. ૩
એવો તે નીરાકાર નૌતમ કહ્યો, પણ જાણું જે સાકારી શુભકારજો;
સેવા ને તેનીરે સહેજે સહુ કરે, ઇચ્છીત ફળ તે મળે પદારથ સારજો. પ્રે.
નૌતમ જાણો દાન દયા ને દીનતા, વધતું વળતી પરમારથનું કામજો;
જાપ નામ જાણો એ જદુરાયનું, નિશ્ચે જાણો તે તત્ત્વાનો ઠામજો. પ્રે.
દોષ કર્મ સંગે તો કીધો છે ખરો, ધુમે અગ્ની વીંટાયો તે જેમજો;
અરજુન પ્રત્યે કૃષ્ણે એ કીધું ખરૂં, યજ્ઞ દાન તપ તજવા ન કરો નેમજો. પ્રે.
નિરાકાર રૂપ નિર્મીત કીધું ખરૂં, તીર નર્મદા શીવ બાણ સુલપાણુજો.
વિષ્ણુ તે વસ્યારે અવની ઉપરે, કલ્કી તન તે થયા ગુણુની ખાણુજો. પ્રે.
સગુણુ સ્વરૂપ કરીને દરશન આપીયાં, સેવકજનનાં સઘળાં કાપ્યાં દુ:ખજો:
મણીલાલ કરજોડી વીનતી કરે,(સેવા)શિવચરણુ આપો એ માગું સુખજો.પ્રે.

પદ ૪ થું. ( રાગ-મહેતાજીરે વાત કહું તે વિચારો. )

માનો મનજીરે જીભે જપો શિવ નામ, મુલ્ય બેસે ન એક બદામ;
તજો તનથીરે કાયાના કામ તમામ, ગુણુ ગાઇએ શિવ સુખ ધામ.

નીલકંઠ દયાળુ દેવરે, ભાવે ભાંગ ધંતુરો સેવરે;
પુજે પાપ જાય તતખેવરે, મન વાંચ્છીતરે કાર્ય ફળે તમામ. જીભે. ૧
ધન હોયતોરે લૈ લેવું નીજ સાથે, દાન પુણ્ય તીર્થ કરો હાથે;
કોને કહેશોરે સાનને શુદ્ધિ જાશે, અંતકાળે જીવ ગભરાશે.
ધાર્યું રહેશે મનની માંયરે, ધન દોલત રહેશે આંયરે;
પાપ પુણ્ય સાથે આવે ત્યાંયરે, સુકૃત સારાંરે કરો રહેવાનું ઠામ. જીભે. ૨
કાળ ચક્રરે રાય ફરે શીર રોજ, સાથ સાતસેં વિશની ફોજ;
ગતી વક્રરે લોક લજ્યા નીવારો, દયા દીનતા દીલમાં ધારો.
આશા ડુંગરે ચડવા જાશોરે, (તો) લોભ અર્ણવમાં અથડાશોરે;
અંતકાળે પુરણ પસ્તાશોરે, માર જમનોરે ખાઓ પછે તમામ જીભે. ૩
સુખ સંસારરે સ્વપ્નું મોટું ગણાય, ઉંઘેલાને સાચું જણાય;
થાય નીસ્તારરે સ્વપ્નથી જો જાગે, રાગ દેશ તતક્ષણ ભાગે.
મોહ માયાનું ઘેન જાયરે, રેન સંસાર મીથ્યા થાયરે;
જ્ઞાન અર્ક ઉદય ત્યારે થાયરે, ભાવે ભક્તિરે શિવ ચરણ નીષ્કામ. જીભે. ૪
કરવું કામરે પુજા સેવાને પાઠ, તજી તન મન ધનના ઠાઠ;
ધન ધામરે સહાય શું કરવાનાં, મારૂં કહે તે મહી મરવાના.
એવી વાત રૂદે વીચારીરે, ભાવે ભજો દેવ ત્રીપુરારીરે;
શિવ ધામ આપે સુખકારીરે, મણીલાલરે વાત વીચારી તમામ.જીભે. ૫

પદ ૫ મું. રાગ ધીરાની કાફીનો.

[1]ગાડી એક ગુણવંતીરે, શોભા તેની શુંરે કહું;
વીના બળદે ચાલેરે, એતો નજરે દેખો સહુ. ટેક.
[2]એંજીન પરથમ સંચરે, [3]ડબા તેને આધાર;
એંજીન આપે ચાલે નહી, ચાવી આપે લગાર;

૧ દેહ. ૨ અંતઃકરણના વિચારો. ૩ પ્રમાણે દેહાદી ઇંદ્રીઓ વર્તે છે.

આવી [૪]વાગો ઇજનેરરે, તેની કળા છેજી બહુ. ગાડી. ૧

એંજીન ને ડબા શું કરે, વળી ક્યાં વસે ઇજનેર;
ગાડી મહી એક તાર મૂકયો, તે ખબર કરે બહુ પેર;
તે નામ ત્રણરે તેને જાણો શાણા [૫]સહુ. ગાડી. ૨

એક તાર ટેલીફોન કહું, બીજો તાર અરજુન;
ત્રીજો તાર તે સુક્ષ્મ શાણો, તે માંહી બહુ ગુણ;
તાર ત્રણે જાણોરે, તેમાં જાણો શાણા સહુ. ગાડી. ૩

તાર ત્રણે આવી ઉતરે, શહેર તે [૬]અમદાવાદ;
વારા ફરતી આવે જાય તે, સીટી કરે એક [૭]નાદ;
તાર જાણો શાણોરે, સીટી સુણો શબ્દ સહુ. ગાડી. ૪

ઉલટ સુલટ હાંકવા તણી, તારની હોય જો જાણ;
તો ઉલટા હાંકી તાર તે, કરો [૮]કરાંચી પ્રયાણ;
સારૂં શહેર કરાંચીરે, તેની શોભા બહુ બહુ. ગાડી ૫

સારૂં શહેર અમદાવાદ છે, મહાલજો અમદાવાદ;
રાખો ખબર તાર તણી બહુ, સમાચાર સીટી નાદ;
કરાંચી અમદાવાદરે, જાણું સરખી શોભા સહુ. ગાડી. ૬

ગાડી જે તાર વખાણીઆ, તે જાણો માણો [૯]ગુજરાત;
અન્ય દેશે અર્થ સરે નહી, તે ખરી જાણજો વાત;
મણીલાલ મન માનેરે, સદા અમદાવાદ રહું. ગાડી. ૭

---

૪ ચેતન્ય સત્તાથી. ૫ ઇંગળા પીંગળા ને સુષુમણા. ૬ નાશિકા દ્વારે. ૭ સોહં શબ્દ શ્વાસ વડે બોલાય છે તે. ૮ બ્રહ્મરંધ્ર સ્થાન. ૯ મનુષ્યદેહ તેમજ તેની જુવાનીમાં.

૧૬ ૬ ઠું. રાગ-(રાતો ઘેડો રણે પાખરીઓ, શ્વેત ધર્યો શણગારજોને.)
જોગ કળા શીખે જન બહુ, વાંચે વિવિધ વેદાંતજોને;
તત્વ શોધે શરીરનાં તે, જોવા જીવની જાતજોને. ૧
ગોતે ન જડે ગામડે તે, દેશ વિદેશ વીશેકજોને:
સમજણથી ભાસે સરવમાં, નભ સમ વ્યાપ્યો એકજોને. ૨
સજ્જનને કેવું નવ ધટે, સમજે સુણતાં વાતજોને;
જન અંતઃકરણે જાણવું, બીબાં તેવી ભાતજોને. ૩
પાણીમાં પ્રગટયો પરપોટો, તે માંહી પોલાણજોને,
ક્યાંથી આવ્યું ક્યાં જશે તે, કરો મન પરમાણજોને. ૪
બજારમાં એક હીરો પડીઓ, આંખે નવ દેખાય જોને;
લાધે તો દાળીદ્ર ટળે જો, દેખે જીભડી જાય જોને. ૫
ધુમ નીકળે જે સ્થાનકે, હોએ અગ્ની ત્યાંય જોને;
શંકા ને અજ્ઞાન જાણજે, મણીલાલ મન માંય જોને. ૬

પદ ૭ મું. રાગ સોરઠ. (પ્રીતમના મહીનાનો રાગ.)
કોઇ જોગી થૈ જટા ધરે, સાધે અષ્ટાંગ જોગ;
સમાધિ કરે વળી સિદ્ધ થઇ, તજી સર્વ સંભોગ સત્ય સુણોવીરા વીનતી.
વેદાંત વક્તા એમ કહે, અહં બ્રહ્માસ્મી આપ;
વાક્ય બતાવે વેદનું, કરવા બ્રહ્મનું માપ. સત્ય. ૨
સત્ય માને કોઇ સાકારને, ભજે ભક્તિથી તેહ;
યજ્ઞ પૂજન વળી કોઇ કરે, નિત્ય નિમીત કર્મ જેહ. સત્ય. ૩
એક એકને સત્ય માનીને, કરે મત્ત વિશેક;
મત એ સર્વે મન તણા, માનો તજી સર્વ એક. સત્ય. ૪
કુવો તળાવ સમુદ્ર જે, જળનાં સ્થાનક એહ;
જળ પીવા જે ઇચ્છે તે, સેવે સ્થાનક તેહ. સત્ય. ૫

જેની તૃષા જે સ્થાને ટળે, તેને તેહ છે પત્ય;
શાને મુમત મત ખેંચીએ, વેદ વચને તે સત્ય. સત્ય. ૬
ચક્રવે રાજ એક રાયનું, સૌ છે તેની પ્રજાય;
અરજી ન કરે જે રાયને, તેને વેઠ બહુ થાય. સત્ય. ૭
શ્વાસોશ્વાસ જપાય છે, નામ અખંડ અનંગ;
ગુરૂ કૃપાએ મણીલાલને, લાગ્યો તેસુરે રંગ. સત્ય. ૮

પદ ૮ મું. રાગ ધોળ. (એક કેવડો જગ જેવડો એ.)

ભાઇ જુઓ ચિત્ત વિચારીરે, કામ કરો જોઇ સુકારીરે;
આવ્યો અવસર જોએ નહિ હારીરે, ગાઇએ ગુણ ગોવીંદના. ૧
મનુષ્ય જન્મ ફરી ફરી નહી આવે, નૌકુ ભવસાગરનું એ કહાવે;
ભાઇ બેઠા મનુષ્ય દેહ નાવેરે. ગાઇ. ૨
કરો ખેપ ખારૂ થઇનેરે, સારો વાયુ સતગુરૂ લેનેરે;
તેથી બેસો પાર પેલે જઇનેરે. ગાઇ. ૩
સંસાર તે બાજી ધારોરે, દાવ હાથ મનુષ્ય દેહ સારોરે;
નાંખો પાસા લાવો લ્યો સારોરે. ગાઇ. ૪
શેઠ કરશે પ્રયાણ જયારેરે, નગરી દ્વાર રૂંધાશે ત્યારેરે;
ધાર્યું રહેશે મન્ન મોઝારેરે. ગાઇ. ૫
કરવું ધારો કાલ કરો આજેરે, જીભે જપો કૃષ્ણ અઘ દાઝેરે;
મણીલાલ કહે હેત ઝાઝેરે. ગાઇ. ૬

સહુનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સહુનું કરો કલ્યાણ (૨)
મોહ માયામાં સહુ કોઇ પડીયું, ઉગારો આપ નીરવાણ. દયાળુ. ૧
કાપો કબુદ્ધિ કૃપા કરીને, દેજો રામ નામ જપવા જાણ. દયાળુ. ૨
સ્વજાતી ધર્મ પર પ્રીતી દેજો, સંપત્તી હોયે હોય જાણ. દયાળુ. ૩
સેવક સદાએ ભક્તિ માગે, આપી રાખો શરણ સુજાણ. દયાળુ. ૪